કમાલી વીર

તુરકી સીરીઝ ન. ૫

# જનરલ

# રાફત પાશા.






પ્રગટ કરનાર,

નિઝામુદ્દીન એ. કુરેશી.

પાચપટી—અમદાવાદ.





આવૃતી ૧ લી — પ્રત ૧૦૦૦—

સને ૧૯૨૪.— હિજરી ૧૩૪૩.

—કિંમત,— —આફ્રિકા ખાતે,—

—બે આના.— —૩ પેન્સ.—

આ ચોપડી "અમદાવાદ" મનહર પ્રીન્ટીંગ પ્રેસમા

રતીલાલ ગણપતરામે છાપી. પાનકોર નાકા—અમદાવાદ.

કમાલી વીરોના વૃતાંતમાં આ ત્રીજો મણકો છે. જનરલ રાફત પાશાએ થ્રેસ જતાં ઈસતમબોલ ઉપર કબજો કરી મીત્ર રાજ્યોને દંગ કરી નાંખ્યાના સમાચારે આખી દુનિયાને અજાયબીમાં નાંખી હતી. દુનિયાની તવારીખમાં આ બનાવ યાદગાર રહી જશે

કમાલી શુર્વીરોમાં જનરલ રાફત પાશા કાંઈ ઓછા માનને પાત્ર નથી આજકાલ જોકે તેઓ રાજદ્વારી ક્ષેત્રમાંથી ખસી ગયા છે છતાં દેશ તથા ધર્મની સેવાથી અલગાં થયાં હોય એમ લાગતુ નથી. અલ્લાહ તઆલા એમના જેવા ઈસલામના સપુતોને દુશમનોને દંગ કરવા માટે લાંબુ આયુષ્ય આપે

નિઝામુદ્દીન કુરેસી

---

# કમાલી વીર





જનરલ રાફત પાશા.

નવા તુર્કીના તે મહાન ફતેહમંદ રાજદ્વારીઓમાં જેઓએ પોતાની બે મીસાલ કાબીલીયતથી તુર્કીનું

રાજદ્વારી વાતાવરણ અને તુર્કીની મક્કમતા અને સ્વતંત્રામા હયરત પમાડનાર ઉથલપાથલ કરી નાખી છે તેઓમા મારશલ રાફત પાશા ખાસ દરજ્જો ધરાવે છે

રાફત પાશાનો જન્મ ૧૮૭૩ મા થયો હતો તેઓએ કોન્સ્ટેન્ટીનોપલના શાહી મદરેસામા પ્રાથમીક કેળવણી લીધી હતી શાળાની કેળવણી ખતમ કર્યા પછી તેઓ તુર્કીના સામાન્ય આગેવાનોની માફક ફોજમા દાખલ થઇ સામાન્ય સેવાઓ બજાવતા રહ્યા તેઓની જંગી તાલીમ સંપુર્ણ હતી અને આ અરસામા કેટલાક અનુભવી જરમની જનરલોના તાબા હેઠળ કામ કરવાથી તેઓના ફોજી જ્ઞાન અને માહીતીમા ઘણો વધારો થઈ ગયો ફોજી ખાતામા તેઓની લડાયક કાબેલીયતની ઝળક અને હુશીઆરી અકસર જાહેર થતી રહતી હતી હવે તેઓ તુર્કીના રાજદ્વારી મામલાઓમા પણ અભીપ્રાય આપવા લાગ્યા તેઓને કુદરત તરફથી મળેલી ભેટોમા વકતાબાજીની મહાન અસર જોવામા આવતી હતી તેઓના ભાષણ વખતે હાજર રહેલાઓ જુસ્સા અને લાગણીને વશ થઇ જતા હતા

૧૯૧૩ એ જનરલ રાફત પાશાની નામના અને વીખ્યાતીનુ પહેલુ વરસ છે આ વખતે તેઓ તે ફોજના ત્રીજા વીભાગના વડા સરદાર હતા જે બલગેરીયન હુમલા વખતે ગેલી પોલીના બચાવ કરવા માટે નેમવામા આવી હતી આ વખતે પ્રસીદ્ધ અને વીદ્વાન રાજદ્વારી ફતહીએ તે અંગે રાની સરકારના

એક વખતના વડા વજીર ગેલીપોલીના જંગી સરદાર હતા. તેઓની દેખરેખ હેઠળ રાફત પાશાએ જેવી કુનેહ અને બહાદુરીથી બલગેરીયન ફોજોના માથા ભાગી તેઓને મારી હઠાવ્યા તેથી તેઓના લડાયક અનુભવ અને બચાવની યુકતીઓને ઘણી નામના મળી. તેઓની લડાયક કારકીર્દીઓમા "હુમલાનો બચાવ" ખાસ દરજ્જો ધરાવે છે આ હુન્નર તેઓ એવી સરસ રીતે અને બંદોબસ્તથી દેખાડતા હતા કે મોટા મોટા જનરલો હયરાન રહી જતા હતા ગેલીપોલીમા તેઓએ પોતાની લાયકાતના જે ઉપયોગી દાખલાઓ આપ્યા તેના પ્રતાપે તેઓની ગણત્રી તુર્કીના લડાયક કાફલામા એક લાયક અનુભવી તરીકે થવા લાગી. આ હુમલા પછી તેઓની લડાયક ઉન્નતી અટકી પડી એટલે તેઓએ ફોજમાથી રાજીનામુ આપી થોડા વખત માટે બેકાર રહ્યા એ જમાનામા તેઓ રાજદ્વારી બાબતોનો અભ્યાસ કરતા રહ્યા સાહીત્ય સંબંધી લખાણો અને ભાષણોમા તેઓ જુસ્સો અને લાગણી ઉશકેરનારા વીષયો વધારે પસંદ કરે છે તેઓ પોતે પણ કોઇ કોઇ વખત સાહીત્ય સંબંધી લખાણો કરે છે. તેઓ એવા લખાણોમા કેળવણી ખાતાના વડા પ્રધાન પદનો ઓધો ભોગવી ચુકેલા જાણીતા બાનુ લેખક ખર્લીદા અદીબ બાનુમના લખાણોને વીશેષ પસંદગી આપે છે.

# ઇરાકની લડાઈ.

આખરે ઇ૦ સ૦ ૧૯૧૪ મા જ્યારે બ્રીટીશ તરફથી ઇરાકપર ચઢાઈ કરવામા આવી તો નામદાર રાફત પાશા નવી તુર્કી ફોજમા "ગાઝહ" નામે મથકના વડા સરદાર નીમાયા આ બનાવ વખતે તેઓને તુર્કી ફોજની લડાયક સેવાઓ બજાવવાની તક મળી ગાઝહમા તેઓએ તુર્કી ફોજોને એવા બદોબસ્ત અને ખુબી સાથે જગમા ઉતારી કે, અગ્રેજોને પાછળજ હઠવુ પડયુ. આ લડાઇનુ જેઓએ બગબર અવલોકન કર્યું છે તેઓ સારી રીતે જાણે છે કે, આ વખતે તુર્કી ફોજમા રેલ્વે અને લડાયક સામગ્રીઓની અછતને લીધે તુર્કી ફોજોને મદદ પહોચવામા કેટલી નડતરો પડતી હતી ગાઝહમા રાફતપાશાની ફોજોને પણ આ મુસીબતોનો મુકાબલો કરવો પડયો. પણ તેઓએ ફોજોનો જુસ્સો અને ઉત્સાહ કાયમ રાખવા માટે જગી પ્રધાનમડળ તરફથી જુસ્સો ઉશ્કેરનારી કથાઓ અને વારતાઓ મગાવી ખાઇઓમા સીપાઇઓને વાચવા માટે વહેચવાનો બદોબસ્ત કર્યો તેમા ખાલીદા અદીબ ખાનુમની અસરકારક નવલકથાઓ ઘણીજ ઉપયોગી પુરવાર થઇ. અને રાફત પાશાની ફોજોમા છેવટ સુધી લડાયક જુસ્સો કાયમ રહ્યો રાફત પાશાએ ગાઝહમા એવી લાયકાતથી તો પોતાની ફરજો બજાવી કે લડાઈ ખાતા તરફથી તેઓની પેલેસ્ટાઇનની ફોજના ૨૨ મા ડીવીઝનમા વડા સરદાર તરીકે નીમણુક કરવામા આવી. પેલેસ્ટાઇનમા આ

વખતે નેશનલ પાર્ટીના વડા નામદાર કમાલ પાશા અને અસમત પાશા કમ કરતા હતા જેઓની બાહાદુર સરદારી હેઠળ રાફ્ત પાશાએ હેરત પમાડનાર જુસ્સા અને મહેનત સાથે પોતાની ફરજો અદા કરી લડાઈના મેદાનમા આ પહેલીજ વખતે રાફ્ત પાશાને કમાલ પાશા સાથે રહીને જંગ કરવાનો તક મળી પેલેસ્ટાઇનમા તેઓ ત્રણ મહીના સુધી રહ્યા હમણા તેઓ અહીંજ કામ કરી રહ્યા હતા કે લડાઈ ખાતા તરફથી તેઓની બદલી "મુસલ" ખાતે કરવામા આવી. મુસલના રણમા તેઓએ અથાગ કોશીશો અને પ્રયત્નોથી કામ લીધુ, આ વખતે મુસલની સરહદપર જનરલ નેહાલ પાશા કમાન્ડર હતા. મુસલના પ્રસીદ્ધ યુધ "શાઉડઝ" જે જુન ૧૯૨૦ મા થયો હતો તેમા જનરલ રાફ્ત પાશા કામ કરી રહ્યા હતા નેહાલ પાશા અને રાફ્ત પાશાએ લડાયક કોમોની સાથેજ કુરદીસ્તાન ખાતાના ગામડીયાઓને પણ ફોજમા લેવાનુ કામ શરૂ કરયુ અને પોતાના જુસ્સાદાર ભાષણોથી કુરદી જીરગાઓમા લડાયક ઉત્સાહ ઉત્પન્ન કરવામા ફતેહમંદ નીવડયા અસંખ્ય કુરદો તેઓની સાથે થઇ ફોજમા જોડાઇ ગયા.

## કમાલી ચળવળની શરૂઆત.

૧૯૧૯ મા જગપ્રસીદ્ધ કમાલી ચળવળની શરૂઆત થઈ અને તુર્કીના આગેવાન અને રાજદ્વારી સરદારો અંગોરા ખાતે મારશલ મુસ્તફા કમાલ પાશાના ઝુંડા નીચે ભેગા થવા લાગ્યા સ્વદેશાભીમાની રાફ્ત પાશાએ

આ ચળવળને આવકાર આપ્યો અને તરતજ તેમા જોડાઇ ગયા ૧૯૨૦ ની અધવચ્ચે આ વખતે મશહુર કમાલી આગેવાનો અહેસાન પાશા, અલી ફવાદ પાશા અને ફવઝી પાશા અનાતુલીઆ ખાતે ફોજો ભેગી કરવામા રોકાયલા હતા અને મારશલ કમાલ પાશા સીવાસ અને શમસુન વગેરે મુકામોમા ફોજી મથકો સ્થાપી રહયા હતા કમાલ પાશાએ જનરલ રાફત પાશાને પણ ફવઝી પાશા સાથે રહી ફોજો જમા કરવાનુ કામ સોપ્યુ, અને તેઓ પોતે ઉતર અનાતુ લીઆમા ફોજો ભેગી કરવાના કામમા રોકાઇ ગયા, આ કામમા રાફત પાશાને અસાધારણ સફળતા મળી, ૧૯૨૧ના ફેબરવારી માસમા તેઓને સમસુનના બદરનો બચાવ કરવાની કામચલાઉ સેવા આપવામા આવી જયારે તેઓએ કીનારાની મજબુતી અને શહેરમા હથીઆરો વગેરે વહેચવાના કામમા ઘણી નામના મેળવી

જુલાઇ ૧૯૨૧મા રાફતપાશાને સ્વદેશ ખાતાના પ્રધાનનો ઓધ્ધો મળ્યો એજ વરસના ઓગસ્ટ માસમા તેઓએ આ ઓધ્ધાનું રાજીનામુ આપ્યુ અને તેમને સકારીઆ ખાતે પાચમી કમાલી ફોજના સરદાર બનાવીને મોકલવામા આવ્યા. અહી તેઓને ઝાઝી સફળતા મળી નહી માટે તેઓને અંગોરા ખાતે પાછા બોલાવવામા આવ્યા. અહી તેઓને જંગી કેમ્પ મા નકશાઓ બનાવવાનુ કામ સોપવામા આવ્યુ.

સપ્ટેમ્બર ૧૯૨૨ મા રાફત પાશા તે લડાઈમા-શામીલ થયા જે સ્મીરનાના પ્રસીધ્ધ હુમલા વખતે ચારસો માઈલના ઘેરામા ચાલુ હતી. અને જેમા દુન્યામા સઉથી જાણીતા સરદારો એટલે ફીલ્ડ મારશલ ગાઝી કમાલપાશા, મારશલ અસમત પાશા, મારશલ નુરૂદીનપાશા, જનરલ અલી એહસાન પાશા, જનરલ કાઝિમ મરસીની પાશા, યાકુબ શઉકીબે, અહમદ વાસિલ બે-અને જનરલ નુરી જેવા યોધ્ધાઓએ ભાગ લીધો હતો તા૦ ૯ મી સપ્ટેમ્બર ૧૯૨૨ ના રોજે જયારે આ હુમલો જગપ્રસીધ્ધ અનુભવીઓની દેખરેખ હેઠળ ખતમ થઈ ગયો તો ઓકટોબર મહીનામા "મુદાનીયા" ખાતે મારશલ અસમત પાશાના પ્રમુખપણા હેઠળ શરૂઆતની એક સુલેહની સભા ભરવામા આવી, જેમા મીત્રરાજયોના ફોજી સરદારો અને કમીશનરોએ ભાગ લીધો હતો. આ સભામા શરૂઆતના કોલકરારો ઘડવામા આવ્યા

## તુર્કીને થ્રેસ મળ્યું.

આ સભામા થ્રેસ ગ્રીકો પાસેથી લઈ તુર્કીને આપવાનો ઠરાવ થયો. એમાજ એવો ઠરાવ કરવામાં આવ્યો કે, લોઝાન ખાતે સુલેહની શરતો ઘડવામા આવશે, અને તે પછી મીત્રરાજયોની ફોજો કોન્સ્ટેન્ટીનોપલ ખાલી કરી જશે મુદાનીઆના કોલકરારોની રૂયે થ્રેસ ખાલી કરવા માટે એક મહીનાની મુદત આપવામાં આવી, અને ત્યા તુર્કોને આઠ હજાર સીપાઈઓની હથીઆરબંધ ફોજ રાખવાની સતા મળી

આ કરાર પછી તરતજ અંગોરા સરકારે જનરલ રાફત પાશાને થ્રેસનો ગવરનર નેમી કોન્સ્ટેન્ટીનેપલ તરફથી થ્રેસ રવાના કર્યા.

આ વખતે કોનસ્ટેન્ટીનોપલમા માજી પદ ભ્રષ્ટ સુલતાન વહીદદુદ્દીન રાજ કરતા હતા, પાર્લામેન્ટના પ્રમુખ ઘરડા તવફીક પાશા હતા જેઓ મીત્રરાજ્યોના તાબા હેઠળ હતા ડારડેનલ્સ ખાતે મીત્રરાજ્યોની ફોજો પડાવ નાખી પડી હતી કોન્સ્ટેટીનોપલના તમામ કારભારપર મીત્રરાજ્યોની દેખરેખ હતી કોન્સટેન્ટીનો પલની સરકાર મીત્રરાજ્યોની સલાહ વગર કોઇ પણ સ્વતંત્ર પગલુ ભરી શકતી હતી નહી એવી હાલતમા જનરલ રાફત પાશા થ્રેસના ગવર્નર નેમાઇ કોન્સ્ટન્ટી નોપલથી થ્રેસ રવાના થયા ૨૦ મી અક્ટોબર ૧૯૨૨ ને રોજે તેઓ કોન્સ્ટેન્ટીનોપલ ખાતે પધાર્યા.

## રાફત પાશાને હરખ ભર્યો આવકાર.

પુરા ત્રણ વરસના મીત્ર રાજ્યોના કબજા પછી આ પહેલોજ પ્રસંગ હતો કે કોન્સ્ટેટીનોપલની પ્રજાએ પોતાના એક ખરા અને સ્વતંત્ર હાકેમને ત્યા દાખલ થતા જોયા માર્શલ રાફત પાશા જો કે ટુંક વખત માટેજ કોન્સ્ટેન્ટીનોપલમા પધાર્યા હતા પણ કુદરતને એમનાથી મહાન કામો લેવાના હતા તેઓને કોન્સ્ટેન્ટીનોપલની પ્રજાએ ઘણોજ હરખ ભર્યો આવકાર આપ્યો મોટા મોટા ભવ્ય સરઘસો કાઢવામા આવ્યા અને દરેક તરફથી મુબારકબાદીના સંદેશાઓ આવવા લાગ્યા. આ તો તે સામાન્ય સ્થીતી હતી જે

૫૧૮૭ ~



રાફ્ત પાશાની કોન્સ્ટેન્ટીનોપલ ખાતે જ્યારે પધરામણી થઇ તે વખતે જોવામા આવી પણ અદર ખાનેથી તો ગફ્ત પાશાની કોન્સ્ટેન્ટીનોપલ ખાતેની પધરામણી એક ફતેહમદ પધરામણી હતી જેનો બદોબસ્ત અગોરાની સરદ્ધારી મંડળીની ભેદી પોલીસીએ પહેલેથીજ પુરો કરી રાખ્યો હતો જ્યારે રાફ્ત પાશા કોન્સ્ટેન્ટીનોપલ મા દાખલ થયા તો તેઓએ ત્યાની પ્રજાની લાગણી ઓનો છુપી રીતે પત્તા મેળવ્યો તો તેઓને માલમ પડયુ કે ત્યાની પ્રજા અગોરા સરકારના એક ઇશારા પર મીત્ર રાજ્યોની ફોજોને ત્યાથી મારી નહસાડવા માટે તત્પર હતી રાફ્ત પાશાએ આ તમામ વાતો તથા ત્યાની સરકારની ચળવળની સઘળી ખાતમીઓ પોતાની સરકારને તરતજ પહોચાડી અને લખી મોકલ્યુ કે કોન્સ્ટેન્ટીનોપલની પ્રજા નેશનલીસ્ટોનો અહી કબજો લઈ જવાની આતુરતાથી વાટ જુએ છે આ ખબર મળતા અગોરાની સરકારે રાફ્ત પાશાને હુકમ મોકલ્યો કે, થરેસ જવાનો ઇરાદો મુલત્વી રાખી કોન્સ્ટેન્ટીનોપલ પર નેશનલીસ્ટોનો કબજો થવાનુ જાહેર કરવુ. જો કે મીત્ર રાજ્યોના દરયાઈ કાફ્લાની હાજરીમા આ ઢઢેરો ઘણોજ જોખમ ભર્યો હતો પણ હીમતવાન રાફ્ત પાશાએ એની લેશભારે દરકાર કરી નહી તેઓએ અગોરાના પ્રતીનીધી કરનલ હમીદ બે પાસેથી ચારજ લઈ ૬ઠી નવેમ્બરે હીમત સાથે આ ઢઢેરો બહાર પાડયો કે આજની તારીખથી સુલતાન વહીદુદ દીનનો કોન્સ્ટેન્ટીનોપલપર રાજ ચલાવવાનો કોઈ

પણ હેક નથી. મિત્ર રાજ્યોને ખબર આપવામા આવે છે કે તેઓએ કોન્સ્ટેન્ટીનોપલના અગત્યના મથકોથી પોતાનો કબજો ઉઠાવી લેવો અને ડારડેનલ્સની સામુદ્રધુનીથી પસાર થતી વખતે તમામ રાજ્યોના વહાણો એ અ ગોરાના કદીમી ઝુડાને માન આપવુ હુ હવે પ્રેસ જવાનો નથી બલ્કે અ ગોરા સરકાર તરફથી કોન્સ્ટેન્ટીનોપલની કહેવાતી સરકારની સમાપ્તી લાવી અ ગોરાના હુકમો અહી ચાલુ કરવાની કોશીશ કરીશ. આજથી કોન્સ્ટેન્ટીનોપલપર અ ગોરાની સરકારના પ્રતીનીધીનો કબજો સમજવો

## વહીદુદદીન પદભ્રષ્ટ થયા.

રાફત પાશાની સહી સાથનો આ ઢ ઢેરો બીજે દીને તમામ કોન્સ્ટેન્ટીનોપલમા પ્રગટ થઇ ગયો દરેક ખાતામા તેની એકેકી નકલ પહોચાડવામા આવી દરેક સરકારી ઓગડપર એ જાહેરાત આવી ગઇ જ્યા એકજ દીવસ અગાઉ મીત્ર રાજ્યોના ફરમાનો આવતા હતા આ ઢ ઢેરો નહી હતો બલ્કે કોન્સ્ટેન્ટીનોપલમા નેશનાલીસ્ટ પાર્ટીના દાખલ થવાની જાહેરાત હતી એના પ્રગટ થતાજ કોનસ્ટેન્ટીનોપલનુ નબળુ પ્રધાન મ ડળ ધ્રુજી ઉઠયુ અને તેની તરફથી નેશનાલીસ્ટ પારટીના તરફેણમા રાજીનામુ આપવામા આવ્યુ. સુલતાન વહીદુદ્દીને પોતાનુ માથુ કુટી લીધુ, મીત્ર રાજ્યોમા માતમનુ પાથરણુ પથરાઈ ગયુ અને તમામ ખ્રીસ્તી દુનીયા શોકાતુર બની ગઇ. ગ્લેડસ્ટોન અને લોઇડ જોર્જની આશાઓ પર પાણી ફરી ગયું. કોન્ટે

સ્ટીનોપલ ખાતેના મીત્રરાજ્યોના જનરલોએ પોતાના રાજ્યોને તાર કર્યો કે, પવીત્ર કોન્સ્ટેન્ટીનોપલ પર જેટલા ઘેટાંઓના ડોકા ભેટ ચઢાવવામા આવ્યા હતા તે રાફત પાશાએ બોસફોરસની ઉંડાણમા ગારત કર્યા લોઈડ જોર્જ વ્હાઈટ હાઉસથી નીકળી આવ્યો મો પોઈકાર પેટ પકડીને નહાસ્યો મુસોલીનીએ આકાશં તરફ જોઈ કાકલુદી કરી વેનીઝેલોસ ફરીયાદ કરવા લાગ્યો પણ બહાદુર રાફત પાશા કોન્સ્ટેન્ટીનોપલના પ્રધાનખાતામા ઘુસી ગયા અને વિશ્વાસઘાત કરનારા ઓને કોન્સ્ટેન્ટીનોપલની પવીત્ર ઉંચાઈઓપરથી કાઢી ત્યા ઈસ્લામી વાવટો ફરકતો કર્યો

## યુરોપીઅન રાજ્યોમાં ખળભળાટ.

કોન્સ્ટેન્ટીનોપલપર રાફત પાશાના આ કબજા પછી હજી તુર્કીને પરીક્ષા, આજમાયશ, સંકટો અને મુસીબતાના છેલ્લા દોરથી પસાર થવાનુ હતુ જ્યારે આ અણધાર્યા કબજાથી તમામ યુરોપમા કયામતના જેવો ખળભળાટ મચી ગયો અને તુર્કીના રક્ષકોની નજરોની સામે ૧૯૧૩ નો દેખાવ પાછો આવીને ઉભો રહયો જ્યારે તમામ યુરોપીઅન રાજ્યોએ બાલકન રાજ્યોની હીમાયતમા લડાઈની ધમકી આપી હતી આ પ્રસંગે ઇંગ્લેંડના વડા પ્રધાન લોઇડ જયોર્જ રાફત પાશાના કોન્સ્ટેન્ટીનોપલ પર કબજા અને તુર્કી ફોજે ચના કંપ ભરેલા પગલાથી ઉશકેરાઇ જે યાદગાર ઉશકેરણી ચલાવી હતી જેનોબીજો દાખલો ઇંગ્લેંડની ફોજીતવારીખમા શોધ્યો જડતો નથી તેઓએ આમનીસભામા ખુલ્લે ખુલ્લુ

કહી દીધુ હતુ કે, અગર તુર્કો કોન્સ્ટેન્ટીનોપલ તરફ એક પગલુ એ આગળ વધશે તો તેઓને દોજખમા ધકેલી દેવામા આવશે લોઈડ જયોર્જે પહેલા ફ્રાન્સ અને ઈટલીપર દબાણ ચલાવ્યુ કે, તેઓ આ કબજાની વીરૂધતા કરવા માટે ફોજો ભેગી કરે પણ જ્યારે આ રાજયોએ ચોખ્ખી ના પાડી તો તેઓએ બાલકનના રાજયોમા ઉશકેરણી ચલાવી પણ યુગો-સ્લાવીઆ સીવાય કોઇએ એ સાહેબને કોહુ આપ્યુ નહી. ત્યારે તેઓએ ઇગ્લેડના તાબા હેઠળના સસ્થાનોને અરજ કરી જેઓમા આસ્ત્રેલીઆ સીવાય બધાંઓએ ચોખ્ખો જવાબ આપ્યો આખરે ચીરડાઈને તેઓએ પોતાના કાફલાને કોન્સ્ટેન્ટીનોપલ તરફ જવાનો હુકમ આપ્યો, આ હુકમ તરતજ માથે ચઢાવવામા આવ્યો અને પેમ્પીરીક તથા માલટાના તમામ લડાયક વહાણો ડાર્ડેનલ્સની આસપાસ રાક્ષસોની માફક ફરી વળ્યા પણ આફ્રીન છે નેશનલીસ્ટ તુર્કોની મકકમતા અને રાફત પાશાની દ્રઢતાને કે તેઓએ આ લોહી વરસાવનાર અને ખુનરેજી કરનાર દેખાવોની જરાએ દરકાર કરી નહી. અને નચીતાઈ સાથે કોન્સ્ટેન્ટીનોપલના મહેલમા બેઠા બેઠા ફરમાનો અને હુકમો બહાર પાડતા રહયા કોન્સ્ટેન્ટીનોપલના ખજાનચીખાતા અને કસ્ટમ ઉપર કબજો કરી તમામ વીશ્વાસઘાત કરનારાઓ પર સખત પાહરો બેસાડયો તેમા સઉથી અગત્યનુ ખાતુ છુપી પોલીસનુ હતું, જે મીત્ર રાજયોની સઘળી હીલચાલની તેઓને ખબર આપતુ હતું આ તમામ

બનાવ બનતા જોઈ સુલતાન વહીદુદ્દીન પોતાના જાનના ડરથી મિત્ર રાજ્યોના વહાણપર જઈને સતાયા જેઓની જગાએ અંગોરાની સરકારે હઝરત ખલીફ તુલ મુસલેમીન સુલતાન અબદુલ મજીદખાનને નેમ્યા. બાકી તમામ રાજદ્વારી બાબતોનો ફેસલો રાફત પાશાના હાથમા હતો. રાફત પાશાને માટે આ વખત જે અખતરાઓ હતાં તેથી તમામ રાજદ્વારી મંડળો અને ઈસ્લામીઓ ધ્રુજી રહયા હતા. સામાન્ય અભીપ્રાય હતો, કે, સ્મીરના પછી કોન્સ્ટેન્ટીનોપલના કબજા માટે એવી તો જબરદસ્ત ખુનરેજી થશે જેનો બીજો દાખલો દુન્યાના ઈતીહાસમા મળશે નહી, પણ રાફત પાશાની યાદગાર હીમત અને રાજદ્વારી કુનેહથી તમામ મંડળો ચુપ થઈ ગયા પુર્વ પ્રસમા ગ્રીકો ઠંડા પડયા ખલીફાની નેમણુક પણ થઇ ગઈ સન્ધસો પણ નીકળ્યા નેશનાલીસ્ટ પારટીના પ્રતીનીધીઓ પણ દાખલ થઇ ગયા કોન્સ્ટેન્ટીનોપલમા ફોજની ભરતીઓ થઈ ગઇ તમામ લડાયક મથકોપર અંગોરાની સરકારનો કબજો થયો અને તે કોન્સ્ટેન્ટીનોપલ જયા અસંખ્ય માથાઓ કપાવવાની બીહક રાખવામા આવતી હતી તે લોહીનુ એકે ટીપુ રેડવા વગર સ્વતંત્ર થઈ ગયું અને ૧૯ મી ડીસેમ્બર ૧૯૨૨ ના રોજ રાફત પાશા ડા૦ અદનન બેને કોન્સ્ટેન્ટીનોપલની ગવરનરશીપનો ચારજ સોંપી ત્યાથી રવાના થયા.

ઘણ જીવો રાફતપાશા ! ર ... ન !!

મર ... .

જાણીતા લેખક,



# તુરકી સીરીઝ.



હાલમા તુરકી સીરીઝના નામથી એક સિલસિલો શરૂ કર્યો છે જેમા નીચલી બુકો બહાર પડી ચુકી છે



## જનાબ નિઝામુદ્દીન [illegible]શી.

**કમાલની શમશીર**-( ત્રીઅંકી ડ્રામા ) સચિત્ર ઉરદુ ઝબાન અને ગુજરાતી હરફોમા — કીમત દોઢ રૂપીઓ.

**દુશમને ઈમાન**--( સચિત્ર વાર્તા ) હીંદી જાસુસની હરામખોરી અને તુરકી બાળાની દેશભક્તિ — કીમત દસ આના

**ગાઝી અનવર શહીદ**-શહીદે મુલ્કો મિલ્લત ગાઝી અનવર પાશા શહીદની જીંદગીના કારનામા તેમના સુંદર ફોટો સહિત — કીમત ચાર આના

**ફાતહે સ્મર્ના**-જનરલ નુરૂદ્દીન પાશાનુ ચરિત્ર અને જીંદગીના કારનામાઓ ફોટો સહિત — કીમત ચાર આના

**ફવઝી પાશા**-ફિલ્ડ માર્શલ જનરલ ફવઝી પાશાનુ ચરિત્ર અને અનાતોલીઆમા ગ્રીકોને આપેલી હારનુ વર્ણન ફોટો સાથે — કીમત બે આના

**હિંદી જાસુસ**-હીંદી જાસુસની હરામી તુરકી બાળાની દેશભક્તિ, ઉરદુ ઝબાન અને ગુજરાતી હરફોમા — કીમત છ આના

**તુરકી હવાબાઝ**-તુરકી શાહઝાદાનુ ચડેરા ઉપર નજાબ નાખી વીમાનના અદભુત નાચે હવા ઉરદુ ઝબાન અને ગજરાતી હરફમા પાકી બાંધણીના ચૌદ આના

**રાફત પાશા**-જનરલ રાફતપાશાના કારનામાઓ ફોટો સાથે — કીમત બે આના

### ઉપરાંત

કાઝમ કારાબેકર પાશા, અલીફુવાદ પાશા મરહુમ જમાલ પાશા, વિગેરે તુરકી બહાદુરોના ચરિત્રો બહાર પડનાર છે, તેમા તુરકીની રાજદ્વારી સ્થીતિ તથા અનાતોલીઆની લડાઈઓ ઉપર પણ પ્રકાશ નાખવામા આવશે લખો —

અમીર હસન નિઝામુદ્દીન . . . , અમદાવાદ.